વંન્દે માતરમ્

# શ્રીયુત તિલક

# વિરહ

મહાત્મા શ્રીયુત તિલકદેવને થયેલી
સજા માટે શોક દર્શક પુસ્તક

રચનાર

શાહ ભીખાભાઇ છગનલાલ

છપાવી પ્રસીદ્ધ કર્તા

સી. વી શાહ

નં ૧૩૩૨ શામળાની પોળ—અમદાવાદ

સંવત ૧૯૬૪ ઇ. સ. ૧૯૦૮

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

કીમત એક આનો

Examined
Month, Lamentation pure & simple
for the punishment of Mr Tilak.
On page 8 there is a complaint
as to how the constitution of the
jury & the nationality of the
judge, impartiality of
the trial was not to be expected.
On pages 11 & 12 there is an
exhortation in favour of
a boycott of foreign goods

L.W.

२१५०

# મહાત્મા શ્રી તિલક મ્હારાજ

ને

## થયેલી સજા માટે ખેદની કવિતાઓ



૧

### લલિત-છંદ

અરર ઓ પ્રભુ, કેર શ્યો થતો, ગજબ ગાજતો, આજતો છતો
તિલક દેવરે, દુર હા! થતાં, સકળ દેશીઓ, દુખ પામતાં ૧
દુસહ વાત આ, કાન ફાડતી, હૃદય ચીરતી, ઘાવ પાડતી,
મરણુજે પળે, પાપણી થઇ, જીવન દોરીની. કાપણી થઇ ૨
ભુલી ગયા બધું, સાનભાનરે, નહિ જરી રહ્યું, આત્મ જ્ઞાનરે
સકળ દેશ હા, ગ્લાનમ્લાનરે. ધરણીના ધણી; ધાર ધ્યાનરે ૩
વગર સ્વારથે. દેશ ભક્તએ, દુખ સહે ઘણા થૈ અશક્તરે
પરગજુ પણું; વ્રત એ ધરે, સહસ સંકટે ના કદી ડરે ૪
ચડી કસોટીએ, દાખવ્યું ખરે, દુખ તણા ડરે, નાકદી ચળે
નર ખરે ખરા, દેશ દાઝથી. નાજુ ડગે કદી, સાથ ઝાઝથી ૫

નહિ બીજી જાડે, જોડી એહુની, અરર શી દશા, થાય તેહુની
થંધ સજા અતી, દેશ પારની, બહુ દુખી દશા, હીંદહારની ૬
ગજબ આ ગતી, કેવી કાલની, અતી દુખી દશા બાલબાલની
તિલક તાતના, દેશપારથી; શિશુ બધા રડે, અશ્રૂ ધારથી ૭
અરર ! ઇશજી ! માગુ એટલું, કરી કૃપા હવે, આપ તેટલું
તિલક તાતને, ન્યાય આપરે, સકળ તેહના, તાપ કાપરે ૮

૨

## માલીની છંદ

અરર ? અરર ? હાયે, દૈવ આશું બળાયે,
અજબ ગજબ રીતી, કાલની ના કળાયે;
નહિ નહિ નહિ ક્યાંહી, શાંન્તી દેશે જણાયે
જહી તહી જઇ જુઓ, હા ! રડારોળ થાયે ૧
અગણિત ગુણવાળી, હિન્દ દેવીનિ મુર્તિ
સકળ વિભવશાળી, શુરવીરોથી પુર્તિ
તિલક તિલક રૂપે, ભાલ શૃંગાર શોભે
અરર ! અરર ! શિક્ષા, વ્યંતરી મોહી લોભે ૨
ચડ્યા ઝડપ માગી, પાપણી પીડનારી
હરી ગઈ નિજ હોંશે, તાત આ બ્રહ્મચારી
ગરમ રૂપ ધરીને, ડાકણી એ ડરાવે
નહિ નહિ નહિ જાણે કાંઇ ના કામ આવે ૩

જુતરી તણુજ જુદું, હાજીહાજી× જ રૂપ
મુઢ કહિ ભલું માને, કૂપ તે અંતે કૂપ
કપટ રીત ન ફાવી, રાંડ હઇયા ફુટેલી
અરસ રૂપ ધરીને, પેચ કુંચી ચલાવી ૪
કદી કદી કદી નાહિ, મેરૂ હોયે ચળીત.
નહી તિલક મહાત્મા હોય સ્વપ્ને સ્ખળીત
જુદુ કયમ નિજ ધારે સત્યતાનોજ સ્વામી
નહિ નહિ અહી ફાવે, છો બધે તુંય જામી ૫
નહિ કદી તુંય ફાવે, રાંડ ધારીસ ભેલ
પણ સકળ પ્રજાને, હાથ થૈ લેજ મેલ.
વગર તિલક પિતા, ક્યાં કરે બાલ ગેલ .
કહીં જઇ દુખ કે'વુ, ભારી આ દુઃખ હેલ ૬
ઇશ ઇસ ઇશ માગું, ખાય લાગી હવે તો
વિનવણી ધરિ ધ્યાને, છુટકારો કરે તો
દુઃખિ દુઃખિ દુઃખિ બાલો, "બાલ' પાસે જઇને
સુખિ સુખિ સુખિ થાશે, નામ તારૂં દઇને ૭

૩

## ગઝલ

તિલક હા ! તાત, તિલકહા ! તાત,તિલકહા તાત તિલકહાતાત

---

×. ખુશામત.

થવાથી દુર, થઇ છે ઘાત, અરેહા ! ઘાત, ગજબ હા ઘાત.
અરે માહાત્મા, તમારે મજા, સુંખો દુખો, બધુ એ ઠીક
ચંદન ખંડન, થકી વ્યાપે, જગે જાણો, સુવાસ અધિક ૧
કસાએ જેમ, અધિક છો તેમ, કસાએ જેમ, અધિક છે હેમ
અરે પણ હા ! અમારીતો; દશા થઇ ગઇ, પ્રેતજ જેમ
હવે પીડા, થતી પેટે, કહો જઇને, કીહું કે'વી
હતી પીડા, તેતો છે, વધુ આ ઘાત. પડી સે'વી ૨
હતા હા ! હા ! દાઝેલા, વધુ આ દામ, દેવાયો,
પડયાપર હા ! દીધી લાત, કથા ! હા! દૈવ, વગોવાયો
સકળ ભકતો, તણા બેહાલ, ઝુંટાવી "બાલ" કર્યા હા! હા!
રૂંવે રૂવે પીડાએ છે, નહિ સમશે, ઉંડા છે ઘા ૩
હદય હોળી, અતિ પ્રકટી વળી વિસ્તારથી પ્રસરી
ન બુઝાશે, અરે આ જવાલ વિના સંયોગ તીલક નીસરી
વિરહ કેરો, કરડતો હા ? કીડો પાપી, કીડો પાપી.
અરે ઓ' દઈવ, હવે કેદી, સુખીથાશું, અમે શ્રાપી ૪
તિલક કેરો, છુટકારો, થશેજયારે, અરે ત્યારે
પરમસ્નેહે. દરશનથી, સકળટળશે, દુખો ત્યારે
શિતળતેના, પરમાણુ, તણી સરીતા, વહે જ્યારે
ઉકળેલા, દુખી હદયો. કરોડોશાંત, થશેત્યારે ૫
અરેઓ દશ, શરમ નાવે, જગે ન્યાયીઃ શિદ કે'વાયે

સુધી દુખમાં, કહવું કંઇ. અરે આજે જો બોલાય
કરીને માફ. દયાળુ બાપ, તિલકનાતાપ, તું તો કાપ
કહે ભિક્ષુક, છે ઉત્સુક, છુટવા જોવા; તિલક તાત

૪

## પ્રમાણીકા છંદ

અશાડ નોમ હા! વદી. તણી દુઃખી ઘડી આડી
સુધે નીશા થયે ખરી, પીશાચણી રૂપે પડી ૧
નહી જરી દયા કરી, પ્રખ્યાત નાથ "કેશરી"નું
શિરે ચુડેલ એ સરી, અહા લઇ ગઇ હરી ૨
સહીત કોટી ભક્તનું, ભિક્ષુક હે હરી ચહું
દયાળુ ભીખ આપ એ, છુટાવજેશ તાતએ ૩

૫

## (સુંદીર શામળીઆ—એ રાગ)

ભાગ્ય ફૂરી વળીઉં, ન્યાય થયો દુઃખકારી
બહુ મતીઉં બળીઉં, રીત થઇ પીડનારી
"કેશરીઅધિપતિ બહાદુર" સત્યતાનું જેહને શુર
પવિત્રતાથી નર જે પુર, થયા દેશથી આજે દુર
બનાવ બન્યો બહુ ભારી— ભાગ્ય-૧
દેશ દાઝ જેણે ધરી ચિ તે, પંથ સુઝાડે અતિશય પ્રીતે

§ કેશરી પત્રના અધિપતી.

પ્રજા રાજાને શુભ રીતે દોરવતાં બન્નેના હિતે
આફત આવી અણધારી — ભાગ્ય ૨

રૈયત દુઃખ રાજાને કેતાં, સલાહ સત્ય સાથે સુચવતાં
આફત આવી વ્હોરી લેતા, શોક જરી નહિ હ્રદયે ધરતા
સપડાયા બીજી વારે — ભાગ્ય ૩

ભાષાનો તરજુમો, ખોટો કબુલ કરે સઉ ભાગે ઓટો
હુતો કંઇક તહીં ગડબડ ગોટો, વાગ્યો દેવને ભારી સોટો
દીલગીરી નહિ ધારી — ભાગ્ય ૪

ન્યાય આપવા બેઠાં જુરી, ભાષા કો નહી જાણે પુરી
પુરી નહી ભાઇ કોને અધુરી, સજા મારવા થઇ ગઇ શુરી
ગજબ થયો બહુ ભારી — ભાગ્ય ૫

દાવર નામે જડજ પારસી, જુરીમાં તો બેય પારશી
બાકી પરદેશીઓ જાણો, ન્યાય કહો કેવો તમે માનો
થાય રૂદન અશરૂ ધારી — ભાગ્ય ૬

અરે ઇશ કંઇ કૃપા કરીને, રંક દેશપર રેમ ધરીને
ઝટપટ મેળવ તાત હમારા, ઢીલ કરીશ નહિજ લગારે
ભિક્ષુક કહે આવારી — ભાગ્ય ૭

૬

(હા! થયા શા હાલ મારા, હાલહે હરી એ રાગ)

હા ? હવે શી રીત દેશ દીન ગુજારશે

બળતાં ઝળતાં ક્યાં જઇ એ હૃદય ઠારશે
"'બાલ' વિરહ થકી હા ! હા ! બાળકો મરે
જળ વિનાનું માછલું, હા ! જેમ તરફડે ૧
તાતનો વિયોગ ક્યાં સુધી સહી શકાય
સંયોગનું સ્વર્ગીય સુખ કેમ મેળવાય
એ બધું બને અરે, જો ઇશ કરે કૃપાય
હાલ આમ તેમથી, અહહ ખાવા ધાય ૨
નિર્બળ બનેલાં બાળકો, હા ! શી રીતે સહે
લાગટ દુઃખની ઝડી, મુશળધારી ઠહે
તિલક તાત અળગા થયા, દેશ દુઃખી હાય.
ભિક્ષુક યાચે એટલું, હે ઇશ; તવ કૃપાય ૩

૭

## નારાચ છંદ.

અરે પ્રભુ ! કૃપા કરી, જરીક ચિત્ત ધારીને
અખિલ દેશની વિનંતી, સાંભળી વિચારીને
બચાવવા ચહે કદી, છુટાવ દેશ "પાલને"
રડી બધા ચહે તુંથી, છુટાવ તાત 'બાલને' ૧

૮

## મરહટ્ટા છંદ

જયાં ત્યાં જુઓ, રૂદન વિજુના, વાત બીજી જણાયે
ઠામે ઠામે, તિલક વિરહે, આંસુઓતો પડાયે
આખા દેશે, તિલક સમ હા ! સ્વચ્છ હીરા લુંટાયા
લાચારીમાં, ફસીં જઇ હવે, હિંદીઓ સૌ કુટાયા ૧
હા ! હા !પ્યારો ભગવત અરે, છૂટકારો કરોને
માહાત્માએ, તદપી શિરને, વીનંતિના સુણોરે
દેશી બંધુ, સકળ મળીને, ઇશને સૌ જણાવો
બીજી વાતો. પડતી મુકીને, તાતને તો બચાવો ૨

૯

હાય વોયરે આ શયો ગજબ હવે થાયછે
ઓય બાપરે એવું નહિ સ્હેવાયછે
પંચરંગી પ્રજાથી પુજાતા, અખિલ દેશી જે દેવ મનાતા
હાય એવા નરો દુર થાયછે, દેશ પારની સજાએ થાય છે
બધા દેશમાં વ્યાપી દીલગીરી. હડતાળો થઇ ઠાર ઠારી
દર્શાનાયેલી લાગણી ધોવાયછે,
હાય કાંઇ ન દાદ દેવાય છે. હાય

પ્રભુ ! કરીને અપાર મ્હેર, કરી દેને બસ લીલા લ્હેર,
પ્રભુ કરને છુટા દેશ તાતને                                                  હાય-૩

૧૦

દોહરા

સતીઆને સંતાપ આ, કેવો વસમા કાલ
જો કદી એમ ન હોયતો, શીદ પકડાયે 'બાલ' ૧
ગંગાધરના સુત છે, નામ છે બળવંતરાવ
માતાનું નામ પાર્વતિ, દેશ ભક્ત છે સાવ ૨
સકળ બંધુઓ એટલું, કહેવું મારે આજ
આપણ સઘળાઓ મળી, પ્રભુ પ્રાર્થો તિલક કાજ ૩
જેના માટે એ અરે. થયા અરેખર દુર
તે સઉકો આપણ મળી, કરો એટલું શુર ૪
વિદેશી વસ્તુ નહી કદી, લેવી ચોક્કસ વાત
નિયમથી ખસવું નહિ, (ભલે) થાય પ્રાણની ઘાત ૫

---

બંધુઓ ! વિચાર કરો વિલાયતી વસ્તુઓથી આપણી
ની દશા થઇ ગઈ છે, પૈસો પરદેશ ગયો આપણો ઉદ્યમ
હીન થવાથી હુન્નર હુન્નાદ ગયો. ને હીંદની આત્યારે દુર્બલ

દશા થઈ ગઇ.. હીંદ, હાથી ગરીબ ગાય બની ગયો. એટલુંજ નહિ પરંતુ ધરમનો પણ ધબડકો વળ્યો આર્ય ધર્મને ભ્રષ્ટ કરનાર અપવિત્ર વસ્તુઓથી વિદેશી વસ્તુઓ બને છે માટે હવે તેનો ત્યાગ કરો. આપણને વિદેશી વસ્તુ એ પોતાની જાળમાં ફસાવી, વ્યસનીની માફક કેવા ટાંટીઆ ઘસતા કરી મુકયા છે તે તો જુઓ! જાગો!

૧૧

## અરે જીવ ઘાટ નવા શીદ ઘડે એ(રાગ)

હીંદના વાશી જાગ્ય જો ખરે, ગજબની ખબર તને નહિ ખરે
હોય ખબર તો વિદેશી વસ્તુ, વેસ્યાને શીદ વરે
ટાપ ટીપ કરનારી કુલટા, વિત્ત વ્યર્થ જે હરે
આંખોમાં ધુળ નાંખી આપણી, અંધ દેખતા કરે
પર તે પર થઇ અંતે પાપણી. ઘર પોતાનું ભરે ગજબની
ધર્માચારથી પતન પમાડી, ખુશી ખુબ એ ખરે
ઉઠ ઉઠ ઝટ વેગે વીરા, પલક માંહિ પરીહરે ગજબની

## સાખી

ઝળી ગાળો ગજબનો, ગડગડીઓ હા! હાય
બોઝારો એ ખાટથી. ડફણે દુરજ થાય
અર્ધ દુબળી દેશી ચીજથી. સંતોષે બસ સરે

ભારતવાસી ભાવી આશું. જાગ્ય જાગ્યઝટ અરે-ગજબની
દેશી વસ્તુ વિણ વ્રત ન્હોરૂં, નિશ્ચય આવો કરે
હિંદ દેવીનો પલકમાંહિજો. વિજય ધ્વજ ફરફરે-ગજબની

---

## દોહરો.

આટલું કહી ભિક્ષુક હું, પુરૂં કરૂં જ્યમ ત્યમ
મળશું ફરીને હ્યાં હવે. વંદેમાતરમ્
વંદે માતરમ

સમાપ્ત

# જાદુના ખેલો

જાદુઇ કાર્ડ–આ કાર્ડથી કોઇ પણ શખ્સના મનમાં ધારેલો આંકડો કહી શકાય છે. કિમત. આના છ

ગેબીડબી–નં.૧. આ ડબીની અંદર ગંજીપો નાંખી ફુલ કહાડી બતાવાયછે. કિમત. રૂપીયા બે.

નં ૨ રૂપીઓ ગુમ કરનારી આ હાબડી છે કીંમત. રૂપીઓ એક

રૂપાંતર થતાં કાર્ડ–બતાવેલા પાનાનું રૂપ ફરી જાય કીમત આના આઠ

યાદ રાખવુ કે કીમત ચમત્કારનીજ છે આ શીવાય બીજા પણ તહવાર ખેલો અમારે ત્યાં મળશે ઉપરની તમામ ચીજોના માટે પોસ્ટેજ વીગેરે ખર્ચ જુદુ મંગાવનારને શીર સમજવું લખો—

પ્રોફેસર બી. સી. શાહ

૧૩૬૨ શાંમળાની પોળ. રાયપુર

અમદાવાદ

---

# વ્યાધિ વિનાશક ચૂર્ણ

ખોરાક લીધા પછી આ સ્વાદિષ્ટ ચુર્ણ લેવાથી અતીશય લહેજત આપે છે એટલુંજ નહી પરંતુ ખાધું પચાવે છે, ગમે તે કારણથી મંદ પડી ગયેલી જઠરાને પ્રદિપ્ત કરી સારી ભુખ લગાડે છે વળીઆ ચુરણ ખાનારને દસ્તની બુમ તો કોઇ દીવસ રહેતીજ નથી; કીમત ડબી એકના આના ૭

# દંત મંજન

આ સુવાસીક દંતમંજન દાંતને સાફ રાખી મજબુત બનાવેછે. કીમત ડબી એકના આના ચાર બનેનું પોસ્ટેજ વિગેરે ખર્ચ મંગાવનારને શીર જુદુ સમજવું દશ ડબી લેનાર ને એક ડબી મફત. લખો.

સી, વી. શાહ

૧૩૬૨ શામલાનીપોળ રાયપુર

અમદાવાદ

